# પ્રસ્તાવના.

---

આ લઘુ પુસ્તક જેનું નામ શ્રી સુબોધ મુક્તાવળી રાખવામાં આવ્યું છે તે રચવાનો હેતુ માત્ર એટલોજ છે કે હાલના નવીન જમાનાના ઉછરતા યુવાન બાળકોને તેમજ મોટા ભાઇઓને નાટક વીગેરે રાગરાગણીનો ઘણો શોખ હોવાથી કુમાર્ગે દોરાઇ અનીતિનાં પુસ્તકો વાંચી તેઓનું મન દુર્ગુણો તરફ દોરાઇ સ્વાર્થ પરમાર્થ વીગેરે સર્વ ગુમાવી દે છે ને પોતાની આખી જીંદગી સંસારાદીકના અવળા રસ્તે દોરાઇ ગુમાવી દે છે માટે તે સ્વાર્થ પરમાર્થ સુધારવા માટે અને સર્વના દરેક ઉપયોગમાં આવે એવું આ લઘુ પુસ્તક રચી પ્રગટ કરવામાં આવેલું છે કે જેની અંદર નવનવા રાગોથી હાલના ચાલતા ગાયનોને લગતાંજ તેવા રાગનાંજ ઘણાં ગાયનો, પ્રભુની સ્તુતીના તેમજ જ્ઞાનના તથા પ્રાચીનકાળના મહાન વિદ્વાન લોકોનાં બનાવેલાં ચૈત્ય વંદનો, સ્તવનો, થોયો, પદો, છંદો તથા ભક્તીરસના બીજા

વીગરે વીગેરે નાખવામાં આવેલું છે. માટે હે પ્રીય જૈનબંધુઓ, આ લઘુ પુસ્તક જો કે લઘુ એટલે નાનું છે પણ તેની અંદર સમજવાલાયકીને માટે નાખ તેવાજ મુદ્દા છે ને ઘણો બોધ લેવાલાયક છે માટે વીનંતી કરવામાં આવે છે કે આ પુસ્તકને દરેક જૈનબંધુએ ખરીદી તેને અથઇતી સુધી વાંચવું જો. એમ એવી ભલામણ કરીયે છીએ અને વાંચી તેનો લાભ લઇ અભ્યાસ ધર્મને માટે જૈનજન આવશો એવી આશા છે. બીજું હે સુજ્ઞ વાંચકો, આ પુસ્તકમાં કાંઇ પણ અમારી દ્રષ્ટીદોષથી તથા મંદમતીને લઇને ભુલચુક માલમ પડે તો સુધારી વાંચશો એવી આશા છે ને તેને માટે ક્ષમા અપંણ કરશોજી એજ વિનંતી. બીજું આ પુસ્તકને રખડતું મુકી જ્ઞાનની આશાતના કરવી નહીં.

લી.

શ્રી જૈન મુક્તિવિજય સભા.

અમદાવાદ.

શ્રી ગુરૂભ્યો નમઃ

# અર્પણ પત્રીકા.

**શાંતદાંત મહાગુણે કરી વિરાજીત મુનિમહારાજ શ્રી રત્નવિજયજી.**

આપ શાસનની ઉન્નતિ માટે પ્રયાસ કરો છો ઘણા પૂર્વાચાર્યો કૃત પ્રાપ્ય ગ્રંથોનો ઉદ્ધાર કરી સંસ્કૃત સાહીત્યના પ્રેમીજનોની બુદ્ધિચક્ષુનું તેજ વધારો છો અને લોકોમાં રહેલી અજ્ઞાનતાને દૂર કરવા આપ શક્તીમાન છો તેમજ આપના ગુરૂવર્યની સેવા બજાવવાને હમેશાં તત્પર રહો છો ઇત્યાદી ઘણા કારણોથી આપ આપની ક્ષણભંગુર કાયાને કસી મોક્ષ સુખ તરફ ધ્યાન રાખવાને હમેશાં ઉદ્યમ કરો છો ને તેથી આપને સર્વથા મોક્ષસુખ મળો એવી સંપૂર્ણ આશા છે એવું જાણી આ લઘુ પુસ્તક શ્રી જૈન સુબોધ મુક્તાવળી આપશ્રીને અર્પણ કરીએ છીએ એજ વીનંતી.

લી.

શ્રી જૈન મુક્તિવિજય સભા.

અમદાવાદ.

ૐ

શ્રી શ્રી શ્રી

શ્રી પરમાત્મને નમઃ

શ્રી

# સુબોધ મુક્તાવળી.

## મંગળાચરણ.

---

### સ્તવન ૧ લું.

ધન્ય આજા ધન્ય સની શ્રીભગવતી નારને એ દાન.
અજર અમર અકળ વિમળ ધન્ય ઉતપતીને
શાંત દાંત સિદ્ધ શાંત, તથી બુધમતી......અજર.
ક્રોધને કબજ કર્યાં, મારી સમતા આણુ.
મેરૂ પેર સ્થીર રહ્યા, ધારી ધર્મ ધ્યાન

ગુરૂ ધરમ ધ્યાની લીધું મોક્ષનું વિમાન
મુક્તિ વિજય મંડળી તારો એ ધણી ... ..અજર

---

## ગાયન ૨ જું.

( મદનની શી મોહું- એ રાગ )

રીખવની શી મોહું બલિહારી
અષ્ટ કર્મનું દલન કરી ગયા થયા મુક્તિ ગામી—૧
અહોનીશ ધ્યાન હૃદય ધારી
અરજ કરૂં હું અબ તરણને સહાય કરો મારી—૨
જીનેશ્વર આગમની વારી
મુક્તિ મંડળને હોય ત્યાને પ્રભુ શરણ કરો વારી—૩
રીખવ.

---

## ગાયન ૩ જું.

( ધર્મ ધુરંધર વડુંવીરનંદન—એ રાગ )

અજીતનંદન વીજયાનંદન, ભાવથી ભજીએ આતમરામ
ભવભીડભંજન કર્મ નિકંદન, દરનીશ ધરીએ તાહું
ધ્યાન—અજીત
ઉપદેશક સહી ત્રીભુવન જનના, તારક ભવના

પણ પાછળથી પસ્તાઈ મરે
જીવતું તુજને પ્રભુ પાય પડી,
દો સન્મતી સદ્ગતિ થાય અરે
તારક તુમ વિણ અવર નહિ,
તુજ સેવકનો હવે કરજ મહીં
જલદી લઇ લે હવે મોક્ષપુરી,
જન્માંતર ફેરા નથ ટળ્યા—મો ધર્મ

---

## સ્તવન ૭ મું.

તીર્થ મોટાના બોબો માથે ધરી લઇએ—એ રાગ

ધર્મ જીનેશ્વર તારું ધ્યાન ધરી લઇએ
મન મેલ ધોઇ નાખી મુક્તિ વરી લઇએ
અરે મજે, અરે મજે, બારે દેવાતો-ધર્મ.
એકાગ્ર ચિત્ત વડે ધરો નિત્ય ધ્યાન
મનની સમાધિનું કરો તીર્થ પાન
અંતર ઉદાસી તજી સેવો એજ કામ
મુક્તિનું મળે વળી સૌખ્ય સન્માન
આવે સેવા તો—ધર્મ

---

## સ્તવન ૮ મું.

( રસીયા રસીલી - એ રાગ )

શાંતિનાથજી, પંચમજ્ઞાનધારી, પરમાનંદ સુખકારી
ગયા શીવપુરમાં
ભવોભવના ફેરા ટાળી, પાપ સર્વે બાળી નાંખી ભારી
આ દાનને આપો મેનું શરણમાં-શાંતિનાથજી
રઝળ્યો પ્રભુ સંસારમાં પણ શાંતી નહી મેં લવ જરી
પણ ક્ષણીક સુખમાં લીન થતાં તૃષ્ણા અતી વધતી ગઈ
ભવમાં ફસાયો બાપડો હું પ્રાણી નીવડું કરમી
આપીદયા કાંઈ દાસમાં ઉદ્ધાર મારો કર સહી—
શાંતિનાથજી

તુમ વીણ હવે આ ભવ અન્ય ગ્રહીશ નહી
હરનીશ હવે તુજ ધ્યાન ધરીશ મનથી
કરૂણાવંતના સહાયક જીનજી શરણે હું છું તારેજ—
શાંતિનાથજી

---

## સ્તવન ૯ મું.

( જરી ધોરેસે આવ પ્યારી—એ રાગ )

સાચા શાંતિ જીણંદ, શોભે પુનમચંદ, મુખ આનંદ
કંદ એજી વાહ વાહ.

બની આંગી ગુલઝાર, માથે મુગટ શોહાર, થાએ
આનંદ અપાર એજી વાહ-(૨)

ગળે મનોહર હાર, ધર્મ મુક્તિ નિરધાર કરો મારો
ઉદ્ધાર એજી વાહ—(૩)

મારી મતી છે મંદ શું કહું ગુણ વૃંદ, ટાળો ભવ
ભવ ફંદ એજી વાહ (૩)

---

## સ્તવન ૧૦ મું.

આપણી ભાવ કુંથુની ભક્તિ કરું
શીતળતિ શાંત કરી, ધ્યાવું હૃદયમાં—કુંથુની
શુકલજ ધ્યાનથી કર્મ ખપાવી
પામું ઝટ શીવપુર રાજ આજ—કુંથુની

---

## સ્તવન ૧૧ મું.

જીનરાજ નાજ મલ્લી બીરાજે ભોયણી ગામમે
દેશ દેશકે જનગણુ આવે પુજન સરસ રચાવે
મલ્લિજીનેશ્વર નામ સમરકે, મનવંછીત ફળ પાવે
જીન—૧

આતુરવચ્છુ કે નરનારી મીલ મંગલ ગીત કરાવે
જયજય કાર પંચશબ્દનિવાજે, શીરપર છત્ર બિરાજે
જીન—૨

કૌસક જન કીસા તજ પુજે ચરણે શીશ નમાવે
તું બ્રહ્મા તું હરી શીવ શંકર, અવર દેવ નહી ભાવે
જીન—૩

કરૂણા રસભર નયન કચોળે, અમૃત રસવરસાવે
વદનચંદ ચકોર જ્યું નીરખી, તનમન અતિ ઉલસાવે. જીન.
આતમરામ ત્રીભુવન નાથ, ચિદાનંદ મન ભાવે
મલ્લિજીનેશ્વર મનહર સ્વામી, તેરા દરસ સુહાવે. જીન.

---

## સ્તવન ૧૨ મું.

( મારા તનમાં મનમાં ભર્યો છે—એ રાગ)
પ્રભુ મલ્લીનાથને પુજન કરવા ચાલો ચેતન સૌ આજ

માતા પ્રભાવતીના જાયા મલ્લીનાથ કહેવાયા—પ્રભુ
ભવો ભવના પાપ મટે છે, ગાવો આપણી ગુજ
માટે દીનેન્દ્ર સેવા સજીએ, મુનિ મંડળ ગુણ ગાય—પ્રભુ

---

## ગાયન ૧૩ મું.

પ્રભુ તેરા મુખડાપર જાઉં વારંવારરે
દીલદરમેંકા શાંતી સરસા
પ્રભુ તેરા દર્શનમેં આવું વારંવારરે—પ્રભુ.
સર્વ દુઃખમેં કર્મ દફનંકા
જનક મેરા કર્મ ખપાવું વારંવારરે—પ્રભુ.

---

## ગાયન ૧૪ મું.

પાર્શ્વ શંખેશ્વરા વારી જાઉં જરા—પાર્શ્વ
તરણ તારણ દુઃખ નીવારણ જગત જંતુના ઉદ્ધારણ
ભવિક જીવને મુક્તિ કારણ, સુમતીના દાતાર સ્વામી
પ્રણમીએ પ્રભુ મુક્તી ગામી—પાર્શ્વ
ચરણ કમલમાં ઝુકું (૨) કાપજો રવીકર દંદ
મુનિમંડળ નમે—પાર્શ્વ

---

## ગાયન ૧૫ મું.

ગોવિંદ ગુણ ગાઓરે—એ રાગ.

જીણંદ ગુણ ગાઓરે નરનાર
સત્ય સહાયક ત્રીભુવન નાયક
ધ્યાનથી ભેદ ભગાવ્યા ક્યાં ભેદ ભગાવ્યા—રે
નરનાર—જીણંદ
સર્વે આળપંપાળ છોડીને
ધ્યાન ધરો ભવ તરવારે—નરનાર—જીણંદ
પતીત ઉદ્ધારણ ભવ દુઃખવારણ
મુનીમંડળને તાર્યારે—ક્યાં પાર ઉતાર્યારે—રે
નરનાર—જીણંદ

---

## ગાયન ૧૬ મું.

( દીનદયાળુ મારો શ્યામ—એ રાગ )

જગતગુરૂ હે મારા વીર મારા વીર મારા વીરરે
જગત સુંદર જગત રક્ષક એક
ભવભંજન એ જગત બંધુરે
પ્રાણી સર્વેને તું આધાર તું આધાર તું આધારરે
જગતસુંદર

## સ્તવન ૧૮ મું.

( આવું આવું રે ગામાનું—એ રાગ )

શાસન નાયક શ્રી મહાવીર......રે જો
પ્રભુએ નિજ પુરંધર ધર્મધુરંધર ધી—રે જો
ત્રિસલાનંદન કર્મનીકંદન ભવભંજન ભગવાન
સેવકપર શું નજર કરી આપોને જય અવસાન
શાસન
અગણીત નરનારી પ્રભુતારી કર્મનીવારી નાથ
ભાન વાન ગુરૂ જગની ભાના મહા હેતથી હાથ
શાસન
મહાવીર સ્વામીના સેવકનું મંડળ જનગુણ ગાય
મુક્તિમંડળ પ્રમુખ સર્વને ઉમંગ અંગ ન માય
શાસન.

---

## સ્તવન ૧૯ મું.

( પ્રમદા છે પ્રીતીભાજન—એ રાગ )

મહાવીર નાથ નીરંજન, ત્રીસલા સુત દુખ ભંજન
પ્રભુજી તમારૂં વદન, કરૂં જન મનરંજન
પ્રભુ ધર્મધુરંધર ધીર, કંચન સમવર્ણ શરીર

## સ્તવન ૨૧ મું.

( હે અકળ પ્રેમની અગન—એ રાગ )

હે જીનવરનું એક શરણ, જેનું નિરખ્યું પ્રભુનું વદન
તેના કર્મ થાએ દહન, ને મળે મુક્તીનું સદન જીનવરનું
સમજી જ્યાં મેં કુકર્મ કીધાં અપાર
મારી નૈયા શી ગતી થાશે આપાર
એક ધર્મને જીનવરનાં લીધાં શરણ—જીનવરનું
પાપી છતાં પણ કરો મારો ઉદ્ધાર
જન્મનું ધરૂં નહીં હવે આભવ મોઝાર
જન્મ મરણનાં દુખ ખોયાં મળી સદન—જીનવરનું

---

## સ્તવન ૨૨ મું.

( વાહરે વાહા મોહન બંસીવાળા એ રાગ )

વાહરે વાહા દર્શનથી પ્યારા સોહાઓ વાનેર રૂપાળા
ભાળી ભાળી તમારી મનુરાજ, કષ્ટ વેરી સવમેવ
મુક્તિ પાશ
પામ્યાં સૌ રૂડાં થાનાં, મુક્તિના થયા દાના
નિર્લોભા, નિર્માની, નિષ્કામી, બહુનામી—વાહરે
શાને રઝળાવો અમોળવ દુઃખમાંરે

કર્મ ટાળ્યા પેસ્યા મુનીની માંય
કર્મ વાદળથી ઘેરાણો હું માંય
ઉગરવાનો નથી કોઈ ઉપાય
ટાળો ટાળો ભાની આપો આપો હાલી કટ પાપીરે
મુક્તીરે—આશો—

---

## સ્તવન ૩૦ મું.

નાવલી પ્યારી આવજી પ્યારી—એ રાગ

આજને ચેતન આજને ચેતન પૂજનેરે
ભાવેથી હો પ્રભુ પૂજન ભવની ભાવટ ભાગશેરે
ચંપા મંગાવું કે મોગર મંગાવું પ્રભુજી ચાલ્યા શોભશેરે
કેસર મંગાવું કે ચંદન મંગાવું પ્રભુજી ચાલ્યા ઓપશેરે
બરાસ મંગાવું કે અગર મંગાવું પ્રભુજી ચાલ્યા દીપશેરે
સોને રચાવું કે રૂપે રચાવું પ્રભુજી ચાલ્યા રાજશેરે
—આજને—

---

## સ્તવન ૩૧ મું.

ગુંજન ન ધડેરે પીયુ પ્યારા—એ રાગ

ભજું તનેરે પ્રભુ પ્યારા, આપુ જગજગ વહે અધિકારા
—ભજું

## સ્તવન ૩૩ મું.

ભજન

જીવડા જાગીને જોને તું મનમાં આજ આ મજા
માનવ ભવ તેં પામ્યો પણ ધર્મ નવ કર્યો—જીવડા
પરધન હરવા ધસ્યો મોહમાયામાં ફસ્યો
પરરમણીમાં રમ્યો કર્મ તજ ડસ્યો—જીવડા
કપટી પ્રપંચી થયો સમજુજનને દમ્યો
લોભી અતીસે થયો માને તને મરકયો—જીવડા
કાગદ કુળી તું ફર્યો પણ પ્રભુના ભજ્યો
અંતે હાથે તો ગયો પણ જરી ન સમજ્યો—જીવડા

---

## સ્તવન ૩૪ મું.

શાસ્ત્રો કહે છે કે સચ્ચિદનો સાહેબ—એ રામ
સજ્જનો કહે છે કે માનવ ભવમાં જીન ભક્તી એજ

સાખી

સંસાર સેતુ તરવા કાજે આશ એ વીણુ સર્વે કાચી
—સજ્જનો
પરમ પુણ્યોદયે નર ભવ પામ્યો દુર્લભ જે સુખકારી

## સ્તવન ૩૬ મું. (ગરબો)

રત્નજડીત સીંહાસન ઉપર વીર પ્રભુજી બિરાજે સુખે
વીણા વાજીંત્ર નાદ થઈ રહ્યા-સુર પુષ્પ વૃષ્ટિને વરસાવજો
દેવ દુંદુભિનાદ વજડાવજો હાં રત્ન

## સ્તવન ૩૭ મું. (નાચ)

તમે આવો આવો સહુ મળી જીનગુણ વરતે જય
જયકાર
જી જી હું જી જી હું રમઝુમ રમઝુમ થનક થનક
થેઇ નાચોરે
ભવ નાટક નહીં નાચીસ પ્રાણી ભાવ કરી જો સાચોરે
થયો જયજયકાર (૨) સુખી સકળ સમાજ (૨) તમે
અખંડ ભાવથી નાટક કરતાં રાવણ જીનપદ બાંધીરે
૨ મુક્તીમંડળ કર્મ હણીને રસીક તે શીવસુખ સાધીરે થયો
૨ તમે

## ૨ સ્તવન ૩૮ મું. (નાચ)

આ ઉત્તમ અવસર મનહર જીન ગુણ ગાઇએ
૫ રે ગાઇએ પુણ્ય વાધશે—આ ઉત્તમ

રે આનંદભેર નૃત્યવર સુખકર દુખહર જીન ગુણ ગાઇએ
આ ઉત્તમ

હરે લાવો કુસુમ થાળ ભરી લાવીએ
અલબેલા ખુબ બડાલા પ્રભુજીને વધાવીએ—આ ઉત્તમ
આ મુક્તીમંડળ લોકને બલીહારી
દેવ આવી નાટક કરતાં હરખ ધરતાં મનમાંહી ઉરમાંહી
આવો રસીક જીન પ્રભુને ભેટ બહુ લાવીને પુજા
વાંછે—આ ઉત્તમ.

———

## સ્તવન ૩૯ મું. (નાચ)

આજે આવી બનાવું સ્વચ્છ ફુલવાડીરે
વિવિધ સુરંગી પુષ્પ લાવીને—આજે
ગુલાબ કમરો બકુલ કેવડા
લાવી વધાવું જીનરાજ બહુરે—આજે
શીવ સુખ કાજે મધુર અવાજે
મુક્તિમંડળ કહે ભાઇરે—આજે

———

## સ્તવન ૪૭ મું. (નાચ)

( સનન મોરે સાવરીયા સ્વામ—એ રાગ )

જીનમ સફલ આવો સી પુજન કાજ
પ્યારા પ્રભુજીને મોતીડે વધાવું—જીનમ
ચંપો ગુલાબને બરાસ કસ્તુરી ભેલણી કેશન કુસુમ લાગ
શુદ્ધ અર્ધથી પ્રભુ અર્ચન કરીને કરો અલીયા સો
પુન્ય ચીકાળ જીનમ

---

## સ્તવન ૪૮ મું.

( શોભે સુંદરીઓ—એ રાગ )

શોભે જીનવરની મુરતી મંગળકારી—શોભે
અતી રૂપઆરી લાગે પ્યારી...અ......શોભે
શીરપર મુગટના મણી ઝગારે તે શોભે જીનવરને
કાને કુંડળ હાથે કંકણ આપે અતિ આનંદને
તે જીનવરને ભાવે ભજંતા મળે મુક્તિનું માન-શોભે

---

## આરતી છંદ

અતિ પરમદયાળુ દેવનો દેવ સાચો
જગજન હીતકારી તે પ્રભુ પાર્શ્વ નમો

ગતી રતી નહીં મારી કેમ નીસ્તાર પામે
મતી નહન તમારી ગાન પ્રભુ દીપાવે
ક્ષમા ધરજ્યુ જેન છે સદા તુજ ભાવે
હરી દરશન તારી મેં જરા સુખ થાવે
જીન ગુણ ભણી મુંથી આરતી પુષ્પ માળા
પ્રભુ પદકજ વંદુ ગાન આપો વિશાળા

---

નમું મુંડેવા પાર્શ્વનાથ અમીઝરા પાય લાગું—નમું
જીનશાસનના શણગાર, ઉતારો ભવજળ પાર
કેવળ કમળા ફેર કાર, (ર) કેવળ કમળા ફેર કા-
રે—મુંડેવા અમીઝરા—

સાખી

પુરિસા દાણી પાસજી પામર પાગ દયાળ
અશરણ શરણ નિભાવજો ટાળો ભવ જંજાળ—
અમીઝરા—
જીનત્રીભુવન તીલક સહાય, પ્રભુએ સાંકળચંદ પાય
મુક્તી મંગળ સુખ થાય, મુક્તી મંગળ સુખ થા-
વે—મુંડેવા.

## અથ શ્રીવર્ધમાનજિન ચૈત્યવંદન.

વર્ધમાન જિનવર ધણી, પ્રણમું નિત્યમેવ;
સિદ્ધારથ કુળ ચંદલો સુર, નિર્મિત સેવ;
ત્રિશલા ઉયર સર હંસ સમ, પ્રગટ્યો સુખ કંદ;
કેશરી લંછન જિનતનુ, કંચન સમરંગ;
મહાવીર જનમમાં ચોરાંસે, પાવાપુરિ નિર્વાણ;
સુરનર ભૂપ નમે સદા, પામે અવિચળ ઠાણ ૧

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું ચૈત્યવંદન.

વિમળ કેવળ ગ્નાન કમળા, કલિત ત્રિભુવન હિતકરં;
સુરરાજ સંસ્તુત ચરણ પંકજ.
નમો આદિ જિનેશ્વર ૧
વિમળગિરિવર શૃંગમંડણ, પ્રવર ગુણગણ ભૂધરં;
સુર અસુર કિંનર કોટિસેવિત નમો૦ ૨
કરતી નાટક કિંનરીગણ, ગાય જિનગુણ મનહરં;
નિર્જરા વળીનમે અહોનિશ. નમો૦ ૩
પુંડરિક ગણપતિ સિદ્ધિ સાધિ, કોડી પણ મુનિ મનહરં;
શ્રીવિમળગિરિવર શૃંગસિદ્ધા. નમો૦ ૪

નિજ સાધ્ય સાધન સુર મુનિવર, કોડીનંત એ ગિરિવર
મુક્તિ રમણી વર્યા રંગે નમો૦ ૫
પાતાલ નર સુર લોકમાંહી, વિમલગિરિવરતો પર;
નહિં અધિક તીરથ તીર્થપતિ કહે, નમો૦ ૬
એમ વિમલગિરિવર શિખરમંડણ, દુઃખવિહંડણ ધ્યાઈએ
નિજ શુદ્ધ સત્તા સાધનાર્થે, પરમ જ્યોતિને પાઈએ.
જિતમોહ કોહ વિછોહ નિદ્રા, પરમપદસ્થિત જયકર;
ગિરિરાજ સેવા કરણ તત્પર, પદ્મવિજય સુહિતકર.

## અથ ચૈત્યવંદન પ્રારંભ.

આજ દેવ અરિહંત નમું, સમરું તાહરું નામ;
જ્યાં જ્યાં પ્રતિમા જિન તણી, ત્યાં ત્યાં કરું પ્રણામ. ૧
શેત્રુંજે શ્રી આદિદેવ, નેમ નમું ગિરનાર;
તારંગે શ્રી અજિતનાથ, આબુ ઋષભ જુહાર; ૨
અષ્ટાપદ ગિરિશિખરે, જિન ચોવીશી જોઈ;
મણિમય મૂરતિ માનશું, ભરતે ભરાવી સોય. ૩
સમેત શિખર તીરથ વડું, જિહાં વીશે જિનપાય;
વૈભારગિરિ ઉપરે; શ્રી વીરજિનેશ્વરરાય ૪
માંડવગઢનો રાજિયો, નામે દેવસુપાસ;
ઋષભ કહે જિન સમરતાં, પહોંચે મનની આશ. ૫

## અથ શ્રી પંચપરમેષ્ઠિ ચૈત્યવંદન.

બારગુણ અરિહંત દેવ, પ્રણમીજે ભાવે;
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે. ૧
આચારજ ગુણ છત્રીશ, પચવીશ ઉવજ્ઝાય,
સત્તાવીશ ગુણ સાધુના, જપતાં શુભ થાય. ૨
અષ્ટોત્તરશત ગુણ મળી, એમ સમરો નવકાર;
ધીર વિમલ પંડિત તણો, નય પ્રણમે નિત સાર. ૩

---

## અથ શ્રી શત્રુંજય ચૈત્યવંદન.

શત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુર્ગતિ વારે;
ભાવ ધરીને જે ચઢે, તેને ભવપાર ઉતારે. ૧
અનંત સિદ્ધનો એ ઠામ, સકલ તીર્થનો રાય;
પૂર્વ નવ્વાણું ઋષભ દેવ, જ્યાં ઠવિયા પ્રભુ પાય; ૨
સૂરજ કુંડ સોહામણો, કવડજક્ષ અભિરામ;
નાભિરાયા કુલ મંડણો, જિનવર કરૂં પ્રણામ. ૩

---

## અથ શ્રી તીર્થમાળ સ્તવન.

શત્રુંજે ઋષભ સમોસર્યા, ભલા ગુણ ભર્યા રે;
સિદ્ધા સાધુ અનંત, તીરથ તે નમું રે;

ત્રિણ કલ્યાણક તિહાં થયાં, મુગતે ગયારે;
નેમીશ્વર ગિરનાર. તી૦ ૧
અષ્ટાપદ એક દેહરો, ગિરિ સેહરોરે;
ભરતે ભરાવ્યાં બિંબ. તી૦
આબુ ચૌમુખ અતિભલો, ત્રિભુવન તિલોરે;
વિમલ વસે વસ્તુપાલ. તી૦ ૨
સમેત શિખર સોહામણો, રળીઆમણોરે;
સિદ્ધા તીર્થંકર વીશ. તી૦
નગરી ચંપા નિરખીએ, હૈયે હરખીએરે;
સિદ્ધા શ્રી વાસુપૂજ્ય. તી૦ ૩
પૂર્વ દિશે પાવા પુરી, ઋદ્ધે ભરીરે;
મુગતે ગયા મહાવીર. તી૦
જેસલ મેર જુહારીએ,દુઃખ વારીએરે;
અરિહંત બિંબ અનેક. તી૦ ૪
બિકાનેરજ વંદીએ, ચિરનંદીએ રે;
અરિહંત દેહરાં આઠ. તી૦
સોરિસરો શંખેશ્વરો પંચાસરોરે, ફલોધીથંભણ પાસ.તી૦
અંતરિક્ષ અજાવરો, અમીઝરોરે;
જીરાવલો જગનાથ. તી૦

છ હજાર મુનિરાજશું, વિમલ જિનેશ્વર સિદ્ધારે;
સાત સહસશું ચઉદમા, નિજ કારજવર કીધાંરે. સ૦ ૪
એકસો આઠશું ધર્મજી, નવસેંશું શાંતિનાથરે;
કુંથુ અર એક સહસશું, સાધ્યો શિવપુર સાથરે. સ૦ ૫
મલ્લિનાથ શત પાંચશું, મુનિનમિ એક હજારરે;
તેત્રીશ મુનિયુત પાસજી, વરિયા શિવ સુખ સારરે સ૦ ૬
સત્તાવીસ સહસ ત્રણશેં, ઉપર ઓગણપચાસરે
જિન પરિકર બીજા કેઈ, પામ્યા શિવપુર વાસરે; સ૦ ૭
એ ચોવીશ જિનએણે ગિરિ, સિદ્ધા અણસણ લેઈરે;
પદ્મવિજય કહે પ્રણમીએ, પાસ શામળનું ચેઈરે. સ૦ ૮

---

## અથ શ્રી શંખેશ્વરનું સ્તવન

અંતરજામી સુણ અલવેસર, મહિમા ત્રિજગ તુમારો;
સાંભળીને આવ્યો હું તીરે, જન્મ મરણ દુઃખ વારો. ૧
સેવક અરજ કરે છે રાજ, અમને શિવસુખ આપો;
એ આંકણી
સહુકોના મનવંછિત પૂરો, ચિંતા સહુની ચૂરો;
એહવું બિરૂદ છે રાજ તમારૂં, કેમ રાખો છો દૂરે. સે૦ ૨

જેણે તાર્યા મેઘ કુમાર સ૦ ૫
શાલિભદ્રને કેવલ આપીરે, વરયા સ્વાંતિયે શિવ જગા-
લીરે, કરે ગૌતમ બોધ દીવાલી સ૦ ૬
અંતરંગ અરિછ નિવારીરે, ગુણ સજ્જનને મિલવારીરે,
કહે વીર વિભુ હિતકારી. સ૦ ૭

---

## અથ વર્ધમાન સ્વામીજીનું સ્તવન

### રાગ ધન્યાશ્રી.

ગીરૂઆરે ગુણ તુમ તણા, શ્રીવર્ધમાન જિન રાયારે
સુણતાં શ્રવણે અમીઝરે, મહારી નિર્મલ થાયે કાયારે ગી૦ ૧
તુમ ગુણ ગણ ગંગાજલે, હું ઝીલી નિર્મલ થાઉંરે:
અવર ન ધંધા આદરૂં, નિશદિન તોરાગુણ ગાઉંરે. ગી૦ ૨
ઝીલ્યા જે ગંગાજલે, તે છીલ્લર જલ નવિ પેસેરે:
જે માલતીફુલે મોહીયા, તે બાવલ જઇ નવિ બેસેરે. ગી૦ ૩
એમ અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યાને વલી માચ્યારે:
તે કેમ પર સુર આદરૂં, જે પરનારી વશ રાચ્યારે. ગી૦ ૪
તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજ પ્યારોરે:
વાચક જશ કહે માહરે, તું જીવન જીવ આધારોરે. ગી૦ ૫

---

## પ્રથમ શ્રી સીમંધર સ્વામિ સ્તવન.

મરૂ આંબા આંબલીરે. એ દેશી.

પુષ્કલવઇ વિજયે જયોરે, નયરી પુંડરીગિણિ સાર:
શ્રી સીમંધર સાહિબારે, રાય શ્રેયાંસ કુમાર:
જિણંદરાય ધરજો ધર્મ સનેહ. એ આંકણી ૧
મોટાં નાહનાં અંતરોરે, ગિરૂઆ નવિ દાખંત:
શશિ દરશનસાયર વધેરે, કૈરવ વન વિકસંત; જિ૦ ૨
ઠામ કુઠામ નવિ લેખવેરે; જગ વરસંત જલધાર:
કર દોય કુસુમે વાસીએરે, છાયા સવિ આધાર જિ૦ ૩
રાય ને રંક સરિખા ગણેરે, ઉદ્યોતે શશી સૂર;
ગંગાજલ તે બિહું તણાંરે, તાપ કરે સવિ દૂર: જિ૦ ૪
સરિખા સહુને તારવારે, તિમ તુમ્હે છો મહારાજ;
મુજશું અંતર કિમ કરોરે, બાંહે ગ્રહ્યાની લાજ જિ૦ ૫
મુખ દેખી ટીલું કરેરે, તે નવિ હોય પ્રમાણ:
મુજરો માને સવિતણોરે, સાહિબ તેહ સુજાણ. જિ૦ ૬
વૃષભ લંછન માતા સત્યકીરે, નંદન રૂકમણી કંત:
વાચકજશ ઇમ વિનવેરે, ભય ભંજન ભગવંત:
જિણંદરાય ધરજો ધર્મ સ૦ ૭

---

## અથ શ્રી શ્રેયાંસ જિન સ્તવન.

કર્મ ન છુટેરે પ્રાણિયા. એ દેશી.

તુમે બહુ મિત્રીરે સાહેબા, મારે તો મન એક;
તુમ વિણ બીજોરે નવિ ગમે, એ મુજ મોટીરે ટેક;
શ્રી શ્રેયાંસ કૃપા કરો ૧

મન રાખોરે તુમે સવિતણાં, પણ કિહાં એકમળિ જાઓ:
લલચાવો લખ લોકને, સાથી સહેજ ન થાઓ; શ્રી૦ ૨
રાગ ભરે જન મન રહો, પણ તિહું કાળે વૈરાગ;
ચિત્ત તુમારોરે સમુદ્રનો, કોય ન પામેરે તાગ. શ્રી૦ ૩
એવાશું ચિત્ત મેળવ્યું કેળવ્યું પહેલાં ન કાંઈ.
સેવક નિપટ અબુજ છે, નિર્વહશો તુમે સાંઇ શ્રી ૪
નિરાગી શુંરે કેમ મળે; પણ મળવાનો એકાંત:
વાચક યશ કહે મુજ મળ્યો, ભક્તે કામણ તંત શ્રી૦ ૫

---

## અથ શ્રી શાંતિ જિન સ્તવન.

સુંદર શાંતી જિણંદની, છબિ છાજે છે;
પ્રભુ ગંભારજ મંદીર, કીર્તિ ગાજે છે;
ગજપુર નગર શોભામણું, પણું દીપે છે;

સાત છઠ્ઠ દોય અઠ્ઠમ તપસ્યા, કરી ચઢીએ ગિરિવરીએ;
વિમળ. ૩

પુંડરિક પદ જપીએ હરખે, અધ્યવસાય શુભ ધરીએ;
વિમળ. ૪

પાપી અભવ્ય નજરે ન દેખે, હિંસક પણ ઉધરીએ;
વિમળ ૫

ભોંય સંથારો ને નારી તણો સંગ, દૂરથકી પરહરીએ;
વિમળ. ૬

સચિત્ત પરિહારી ને એકલ આહારી, ગુરૂ સાથે પદ ચરીએ,
વિમળ. ૭

પડિક્કમણાં દોય વિધિશું કરીએ, પાપ પડળ વિખ રીએ:
વિમળ. ૮

કળીકાળે એ તીરથ મોટું, પ્રવહણ જેમ ભવ તરીએ;
વિમળ. ૯

ઉત્તમ એ ગિરિવર સેવંતા, પદ્મ કહે ભવ તરીએ;
વિમળ. ૧૦

---

## અથ દીવાળીનું સ્તવન.

મારે દીવાળીરે થઈ આજ, પ્રભુ મુખ જોવાને;
સર્યાં સર્યાંરે સેવકનાં કાજ, ભવ દુઃખ ખોવાને;
એ આંકણી.
મહાવીર સ્વામી મુક્તે પોહોતાને, ગૌતમ કેવળ જ્ઞાનરે;
ધન્ય અમાવાસ્યા ધન્ય દીવાળી મારે, વીર પ્રભુ નિરવાણ;
જિન મુખ. ૧
ચારિત્ર પાળ્યાં નિરમળાંને, ટાળ્યા તે વિષય કષાયરે;
એવા મુનીને વાંદીએ તો, ઉતારે ભવ પાર.
જિન મુખ. ૨
બાકુલ વોહોરયા વીરજીને, તારી ચંદન બાળારે;
કેવળ લઈ પ્રભુ મુક્તે પોહોત્યા, પામ્યા ભવનો પાર;
જિન મુખ. ૩
એવા મુનિને વાંદીએરે, પંચ જ્ઞાનને ધરતારે;
સમવસરણ દઈ દેશનારે, પ્રભુ, તાર્યાં નર ને નાર;
જિન મુખ. ૪
ચોવીસમા જિને સરૂને, મુક્તિ તણા દાતારરે;
કરજોડી કવિયણ એમ ભણેરે પ્રભુ, ભવનો ફેરો ટાળ.
જિન મુખ. ૫

## અથ શ્રી પારશનાથ જિન સ્તવન.

રઘુપતિ રામ હૃદયમાં રેહેજોરે. એ દેશી.

આવોરે આવો પારશ પ્રભુ મળીઆરે;
હાંરે મારા મનના મનોરથ ફળીઆ;
આવોરે આવો એ આંકણી.
હાંરે તારી મુરત મોહન ગારીરે;
સહી સંઘને લાગે છે પ્યારીરે;
હાંરે તમને મોહી રહ્યાં સુર નર નારી આવોરે ૧
હાંરે અલબેલી મુરત પ્રભુ તાહારીરે;
હાંરે તાહારા મુખડા ઉપર જાઉં વારીરે;
હાંરે નાગ નાગણીની જોડ ઉગારી આવોરે ૨
હાંરે ધન્ય ધન્ય દેવાધિ દેવારે;
હાંરે સુરલોક કરે છે સેવારે;
હાંરે અમને આપોના શિવપુર મેવા. આવોરે ૩
હાંરે તમે શિવરમણીના રસીઆરે;
હાંરે જઇ મોક્ષપુરીમાં વસીઆરે
હાંરે મારા હૃદય કમળમાં વસીઆ. આવોરે. ૪
હાંરે જે કોઇ પારશ તણા ગુણ ગાશેરે;
હાંરે ભવ ભવનાં પાતિક જાશેરે;

હાંરે તેના સમકિત નિર્મળ થાશે. આવોરે. ૫
હાંરે પ્રભુ મેરૂશીખર જિન રાયારે;
હાંરે માતા વામા દેવીના જાયારે;
હાંરે અમને દર્શન દેજો દયાળ. આવોરે. ૬
હાંરે હુંતો ઘણી ઘણી આશું છું પાયરે;
માહ્ર ઊરમાં હરખ ન માયરે;
હાંરે એમ માણેક વિજય ગુણ ગાય. આવોરે. ૭

---

## અથ સિદ્ધાચળ સ્તવન.

સિદ્ધાચળ ગિરિ ભેટયારે, ધન્ય ભાગ્ય હમારાં;
વિમળાચળ ગિરિ ભેટયારે ધન્ય ભાગ્ય હમારા;
એ ગિરિવરનો મહિમા મોટો કહેતાં નાવે પાર;
રાયણ રિખવ સમોસર્યા સ્વામી, પૂરવ નવાણું વારરે. ધ. ૧
મૂળ નાયક શ્રી આદિ જિનેશ્વર ચૌમુખ પ્રતિમા ચાર;
અષ્ટદ્રવ્યશું પૂજો ભાવે, સમકિત મૂળ આધારરે. ધ. ૨
ભાવ ભક્તિશું પ્રભુ ગુણ ગાતાં, અપના જન્મ સુધાર્યાં;
યાત્રા કરી ભવિજન શુભ ભાવે, નિરય તિર્યંચ ગતિ
વારયારે ધ. ૩
દૂર દેશાંતરથી હું આવ્યો, શ્રવણે સુણી ગુણ તોરા,

# અથ શ્રી શાંતિનાથજીની.

શાંતિ શુભંકર સાહિબો, સંજમ અવધારે:
સુમતિને ઘેર પારણું, ભવ પાર ઉતારે:
વિચરંતા અવની તલે, તપ ઉગ્ર વિહારે:
જ્ઞાન ધ્યાન એક તાનથી, તિર્યંચને તારે. ૧

પાસ વીર વાસુપૂજ્યજી, નેમ મલ્લિ કુમારી:
રાજ્ય વિહુણા એ થયા, આપે વ્રતધારી:
શાંતિનાથ પ્રમુખા સવે, [illegible] ધારી:
મલ્લિ નેમ પરણ્યાં નહીં, બીજા ઘરબારી. ૨

કનક કમલ પગલાં ઠવે, જગ શાંતિ કરીજે:
રયણ સિંહાસન બેસીને, ભલી દેશના દીજે:
જોગાવંચક પ્રાણીઆ, ફલ લેતાં રીઝે:
પુષ્કરાવર્તના મેઘમાં, મગસેલ ન ભીંજે. ૩

ક્રોડ વદન સુકર રાહડો, શ્યામ રૂપે સાર:
દાય બીજોરૂં કમલ છે, દક્ષિણ કર સાર:
જક્ષ ગરૂડ વામ પાણીએ, નકુલાક્ષ વખાણે:
નિર્વાણીની વાત તો, કવિ વીર તે જાણે. ૪

મહા તત્વ જાણી સદા જેહ ધ્યાવે, તેનાં દુઃખ દારિદ્ર
દૂરે પલાવે. ૫
પામી માનુષને વૃથા કાં ગમો છો, કુશીલે કરી દેહને
કાં દમો છો;
નહી મુક્તિ વાસં વિના વીતરાગં, ભજો ભગવંત તજો
દ્રષ્ટિરાગં ૬
ઉદય રત્ન ભાખે સદા હેત આણી, દયાભાવ કીજે
પ્રભુદાસ જાણી;
આજ માહરે મોતીડે મેહ વુઠ્યા, પ્રભુ પાસ શંખેશ્વ-
રો આપ તુઠ્યા ૭

---

## અથ શ્રી ગૌતમાષ્ટક છંદ.

વીર જિનેશ્વર કેરો શિષ્ય, ગૌતમ નામ જપો નિશદિશ;
જો કીજે ગૌતમનું ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન;
ગૌતમ નામે ગિરિવર ચઢે, મન વાંછિત હેલા સંપજે;
ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંજોગ;
જે વૈરી વિરૂઆ વંકડા, તસ નામે નાવે ઢુંકડા;
ભૂત પ્રેત નવિ મંડે પ્રાણ, તે ગૌતમના કરૂં વખાણ. ૨
ગૌતમ નામે નિર્મળ કાય, ગૌતમ નામે વાધે આય;

ગૌતમ જિન શાસન શણગાર, ગૌતમ નામે જયજયકાર. ૪
શાલ દાલ સુરહા ઘૃત ગોળ, મનવંછિત કાપડ તંબોળ.
ઘરસુઘરણી નિર્મળ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનીત. ૫
ગૌતમ ઉદયો અવિચળ ભાણ, ગૌતમ નામે જપો જગ જાણ;
મોહોટાં મંદિર મેરૂ સમાન, ગૌતમ નામે સફળ વિહાણ. ૬
ઘર મયગલ ઘોડાની જોડ, વારૂ પહોંચે વંછિત કોડ.
મહિયલ માને મોટા રાય, જો તૂઠે ગૌતમના પાય. ૭
ગૌતમ પ્રણમ્યાં પાતક ટળે, ઉત્તમ નરની સંગત મળે;
ગૌતમ નામે નિર્મળ જ્ઞાન, ગૌતમ નામે વાધે વાન ૮
પુણ્યવંત અવધારો સહુ, ગુરૂ ગૌતમના ગુણ છે બહુ;
કહે લાવણ્ય સમય કર જોડ, ગૌતમ તૂઠે સંપત્તિ કોડ. ૯

---

## પદ.

### રાગ ભૈરવી.

ક્યા ભરોસા તનકા, અવધુ:
છિન રૂપ છિન છિનકા, અવધુ. એ આંકણી
છિનમેં તાતા છિનમેં શીતા છિનમેં ભુખ્યા પ્યાસા;
છિનમેં રંક રંક ને રાજા.
છિનમેં હર્ષ ઉદાસા, અવધુ. ૧

તીર્થંકર ચક્રી ગણદેવા
પામી ઇંદ ચંદ ધરણિંદા:
અસૂર સુરનરઆખનિક નર,
ન ક્યા રાણા રાજિંદા. અવધુ. ૨
સંસારી જીવ પુદ્ગલ રાચે,
પુદ્ગલ ધર્મ પ્રકાશ;
યા સંગત તે જનમ મરણ ભય,
જ્યું જગ ભિન્ન પતાસા. અવધુ.
ભિન્ન આપ પુદ્ગલ ને જાણે,
તું અનક્રમ અવિનાશા:
જ્ઞાન સાર નિજ રૂપે નાંચી,
જનમ મરણ ભવ પાસા. અવધુ.

---

અંતર મેલ મિટયો નહી મનકો,
ઉપર તન ક્યા ધોયારે: અંતર. ટે.
મોલ સજુઆર સજરે શરીર પર,
મુખડા કાચમે જોયારે. અંતર. ૧
અગર તગર અબીર અરગજા,
ચંદી દેહ સંગ મોયારે અંતર. ૨

સરસ આહાર કરી તનને પોસે,
તીરીયા પર્યંકપર સોયારે. અંતર. ૩
કહે જિનદાસ કે અસુખ અમરપદ
જબ નિરખ્યા તબ રોયારે. અંતર. ૪

---

## રાગ કાફી

અતરા દુર કરનાં દુર કરનાં,
એક ધ્યાન પ્રભુકા ધરનાં; અતરા. ટેક.
જબ લગ પાંચો નિગ્રહ કરનાં,
તબ લગ જિન અનુસરનાં. અતરા. ૧
ક્રોધ માન માયા પરિહરનાં,
સમકિત કે સુખ વરનાં. અતરા. ૨
ધન કન કંચનકું ક્યા કરનાં,
આખર એક દિન મરનાં અતરા. ૩
જ્ઞાન ઉદ્યોત પ્રભુ પાયે પડનાં,
શિવ સુંદરી સુખ વરનાં. અતરા. ૪

---

## ઠુમરો.

દેખોરી જિનંદ આગ, જિનંદ પ્યારા, જાને ભગ-
વાન દેખો. એ આંકણી.

સુંદર રૂપ સ્વરૂપ બિરાજે,
જગ નાયક ભગવાન. દેખો. ૧
દરશ સરસ નિરખો જિનજીકો,
દાયક ચતુર સુજાન. દેખો. ૨
શોક સંતાપ સેબ મિટયો અબ મેરો,
પાયો અવિચળ જ્ઞાન. દેખો. ૩
સફળ ભઈ મોરી આજકી ઘડીયાં,
સફળ ભયે નૈનું પ્રાણ. દેખો. ૪
દરિશન દેખ મિટયો દુઃખ મેરો,
આનંદ ઘન ઉપકાર. દેખો. ૫

---

## લાવણી.

શ્રી પાર્શ્વ જીનેશ્વર દેવ, કરૂં હું સેવ,
નીરંતર તારી (૨)
સુણો દીનાનાથ આધાર વિનતી મ્હારી.
હું ભમ્યો કાળ અનંત, મોહમાં આપ,

ઘર ઘર હાંસ્યા સહુ એક, વેરી મુજ નેક,
શરણું તુજ ભારી (૨) સુણો.
જગમાં છે દેવો બહુ, કર્મ વશ સહુ,
દોષ ભંડારે (૨)
ભજે માયા મદા વિકાળ હાથ હથીઆરે;
કેઇ નારીકનાએ રંગ, નારીને સંગ,
કરે માંસ ભક્ષણ (૨)
ધર ભોજન કરતા તેહ કરે શું રક્ષણ;
માટે પ્રભુ પાસ ઉમંગ, તુજ મુજ રંગ.
મહા મન ધારી (૨) સુણો.
જોઇ ભાવનગર મન મહેર, આદીશ્વર દેહેરે.
બેઠી ધરે ત્યારી (૨)
આંખ નીરખી હરખી મુખ નજર્યા ભારી:
નિધિ વીન નિધિ શશી, પોસ સુદી છઠી,
શુભ ગુરૂવારે (૨)
કરે પૂજા ધરી બહુ ભાવ આઠ પ્રકારે
તો વેગે વરે ભવપાર, મંડળી શિવ નાર,
અક્ષય સુખ પામી (૨) સુણો દીનાનાથ.

---

## સ્તવન.

પ્રભુ સાથે જે પ્રિત બંધાને,
નારી સંગ નિવારોરે.
કપટ નાંપટને કામકુમારી,
નિશ્ચે નરક દુવારોરે
એહની ગત એહ જાણે.
રાજ રૂપી કોઇ સુંદર આવેરે—એહની ગત
અભણા એવું નામ ધરાવે,
પણ સબળાને સુભળાવેરે:
હરિ હર બ્રહ્મ પુરંધર દેવા,
તે પણ દાસ કહાવેરે. એહની ગત.
પગલે પગલે નામ પલટાવે,
ખાસોખાસે જુદીરે;
મરણ પડે ત્યારે મેલી ચાલે,
કામ સરે જાય કુદીરે. એહની ગત.
જંપા મીરી માંસ મ ,
રોમે ન ચાલે તેહનીરે:

મુખનીરે મીઠી દીલનીરે જુઠી,
કામની ન થાયે કેહનીરે. એહની ગત.
કરણી એહની કહી ન જાએ,
કામની તણી ગતિ ન્યારીરે;
માનું એહનું જે નર માને,
તેહની વિપરીતિ થારી: એહની ગત.
જે લાગી તો સર્વે લુંટે,
રૂડી રાક્ષસ તોલેરે;
એમ જાણીને અલગા રહેજો,
ઉદય રત્ન એમ બોલેરે. એહની ગત.

---

## તનનો ભરોંસો છે.

તાતનો ભરૂસો નથીરે મનેરે મારા તાતનો—એ રાગ.

તનનો ભરૂસો નથીરે, ચેતન તારા તનનો ભરૂસો નથીરે.
ચંચળ જળ કલ્લોલ આવરદા, કોનટ રહી નથીરે. ચે.
જનમ્યો જે નર જગતમાં, તે નિશ્ચે મરનાર;
આશા ઉમર જેવડી, જેનાનો નહીં પાર. ચ. ૧

## જૂઠાં દુનિયાં.

### રાગ આશાવરી.

રામ છે દુઃખ વિડારી—એ રાગ.

દોલત દુનિયા ખારી, જુઠું જગ દોલત દુનિયા ખારી.
જનમ્યું તેહ જવાનું નહીં, કોઈ રહ્યું નહીં ભારી:
પળની ખબર નહીં પ્રાણીને, કાળ જય શાસ્ત્રોક્તિ જાણું.
પાંડવ કૈરવ રામ ગજાનન, કંસ ગયા મોચારી;
રાવણ જોદ્ધો રણમાં હાર્યો, ઝાંખા હાથ પધારી. જુ.
સત્યવાદી હરિશ્ચંદ્ર ગયા, વળી હાકમ ને અધિકારી:
વીર ગયાને ધીર ગયા, વળી અંધાર ગયા નિરધારી. જુ.
મહા મલ્લ યોદ્ધા ગત પામ્યા, રણમાં જય વિસ્તારી:
ચક્રવર્તિ નિજ વૈભવ મૂકી, ચાલ્યા એકાકારી. જુ.
માત પિતા સુત ગોતમ નારી, પ્રીત જગતમાં વિચારી;
પાપ પુન્યનો પલ્લો બાંધી, જાય પથક એ વિચારી. જુ.
પાપ પ્રયોગે પુંજી વધારી, આપક કરી રખવારી:
કોડી એક ન સાથે આવે, ખાલીક ખોટ વધારી. જુ.
અંત સમે હૌ વૈભવ ફોગટ, સત ધર્મ સુખકારી;
સાંકળચંદ સદા પ્રભુ ધ્યાને, દુર્મતિ દૂર વધારી. જુ.

---

## દોહરા.

એકેકું ડગલું ભરે, શેત્રુંજા સામુ જેહ;
રિખવ કહે ભવક્રોડનાં, કર્મ ખપાવે તેહ. ૧
શેત્રુંજા સમા તીરથ નહી, રીખવ સમો નહી દેવ;
ગૌતમ સરખા ગુરૂ નહી, વળી વળી વંદુ તેહ. ૨
સિદ્ધાચળ સમરૂં સદા, સોરઠ દેશ મોઝાર;
મનુષ્ય જનમ પામી કરી, વંદુ વાર હજાર. ૩
સોરઠ દેશમાં સંચર્યો, ન ચઢ્યો ગઢ ગિરનાર;
શેત્રુંજી નદી નાહ્યો નહી, એનો એળે ગયો અવતાર. ૪
શેત્રુંજી નદીમાં નાહીને, મુખ બાંધી મુખકોશ;
દેવ યુગાદિ પુજીએ, આણી મન સંતોષ. ૫
જગમાં તીરથ દોય વડા, શેત્રુંજય ગીરનાર;
એક ગઢ રિખવ સમોસર્યા, એક ગઢ નેમકુમાર. ૬
સિદ્ધાચળ સિદ્ધિ વર્યા, ગ્રહી મુનિલીંગ અનંત;
આગે અનંતા સીઝશે, પુજો ભવી ભગવંત. ૭
શેત્રુંજય ગિરિ મંડણો, મરૂદેવીનો નંદ;
યુગલા ધરમ નિવારકો, નમો યુગાદિ જીણંદ. ૮

---

પરભવ સુરલોકે તે જાવે, છંડાછંડ અપછર સુખ પાવે;
તિહાં પણ જિનપુજા વિરચાવે, ઉત્તમ કુળમાં જઇ ઉપજાવે. હો.
તિહાં રાજ્યરિધ પરિકર સંગે, આગમ સુણતાં સદ્-ગુરૂ સંગે:
આગમ શું રાગ ઘણો ધરતાં જિન આગમ જીન પુજા કરતાં. હો.
સિદ્ધાંત લખાવીને પુજે, તવ કર્મ સકળ દુરે ધ્રુજે
લહી કેવળ સરણુ પરમ પામી, શુભ વીર ભજે જે વિશ્રામી. હો.

---

વંદાવનના શીવકા—એ દેશી.

એ વ્રત જગમાં દીવો મેરે પ્યારે, એ વ્રત જગમાં દીવો.
પરમાતમ પુજીને વિધિશું, ગુરૂ આગળ વ્રત લીજે;
અતિચાર પણ દુર કરીને પરદારા દુર કીજે. મેરે પ્યારે.
નિજ નારી સંતોષી શ્રાવક, અણુવ્રત ચોથું ભજે;
દેવ તિર્યંચ નરનારી જાણે, રૂપ રંગ નવિ ધારે. મેરે.૧
વ્રતને પીડા કામની કીડા, દુરગંધ તે ભાળ્યા!
નાસાણીણ નારી પણ ત્યાગે, પંચાશકમાં ધાર્યા. મેરે.૨

ઢોલ બજાવેરે નટવી, ગાવે કીન્નર નાદ;
પાયતલ ઘુઘરારે ધમધમે, ગાજે અંબર નાદ. કરમ. ૫

તીહાં રાય ચીતમેરે ચીંતવે, લુબધો નટવીને સાથ;
જો નટ પડેરે નાચતો, તો નટવી મુજ હાથ.
કરમ. ૬

દાન ન આપે ભુપતિ, નટ જાણે નૃપ વાત;
હું ધન વંછુરે રાયનો, રાય વંછે મુજ ઘાત. કરમ. ૭

તવ તિહાં મુનીવર પેખીઓ, ધન ધન સાધુ નિરાગ;
ધિઃક ધિઃક વિષયારે જીવને એમ પામ્યોરે વૈરાગ.
કરમ. ૮

થાળ ભરી શુદ્ધ મોદકે, પદમણી ઉભેલાં બાર;
લો લો કે છે લેતા નથી, ધન ધન મુનિ અવતાર.
કરમ. ૯

સંવર ભાવેરે કેવળી, થયો મુનિ કર્મ ખપાય;
કેવળ મહીમારે સુર કરે, લબ્ધિ વીજય ગુણ ગાય.
કરમ. ૧૦

---

## અથ સીતાજીની સઝાય.

જનક સુતા હું નામ ધરાવું, રામ છે અંતર જામી;
પાલવ અમારો મેલને પાપી, કુળને લાગે છે ખામી;
અડશો માંજો.

માંજો માંજો માંજો અડશો માંજો,
મારો નાવલીયો દુહવાય અડશો.
મને સંગ કેનો ન સુહાય અડશો.
મહારૂં મન માંહેથી અકળાય અડશો. ૧
એ આંકણી.

મેરૂ મહિધર ઠામ તજેને, પથ્થર પંકજ ઉગે;
જો જલધિ મર્યાદા મૂકે, પાંગળો અંબર પુગે અ. ૨

તો પણ તું સાંભળને રાવણ, નિશ્ચય શીલ ન ખંડું;
પ્રાણ અમારો પરલોક જાવે, તો પણ સત ન છંડું.
અડશો. ૩

કુણ મણીધરની મણી લેવાને હૈડે ઘાલે હાથ;
સતી સંઘાથે સ્નેહ કરીને, કહો કુણ સાધે કાજ.
અડશો. ૪

## કાયા અને જીવનો સંવાદ.

ચેતેતો ચેતવું તનેરે, પામર પ્રાણી—એ રાગ.

કાયા જીવને કહેછેરે ઓ પ્રાણપતી;
લાડ તો લડાવ્યાં સારાં, કદી ન કર્યાં કુંઠારા;
આજ તો રીસાણા પ્યારારે. ઓ પ્રાણપતી. ૧
બેગા બેસીને જમાડી, બાગ બગીચા ને વાડી;
ફેરવી બેસાડી ગાડીરે ઓ પ્રાણપતી. ૨
અત્તર ફુલેલ ચોળી, કેસર કસુંબા ઘોળી;
રમ્યા રંગ રસ રોળીરે ઓ પ્રાણપતી. ૩
શણગાર તો સજાવી, આભુષણોને પેંરાવી;
મોજ મુજને કરાવીરે. ઓ પ્રાણપતી. ૪
રોજતો હજુરે રહેતા, પાણી સાટે દુધ દેતા;
આજ મૌન ધારિ બેઠારે. ઓ પ્રાણપતી. ૫
સુજનની એવી રીતિ, તેની સાથે કરે પ્રીતી;
વખતે ન મુકે રોતીરે. ઓ પ્રાણપતી. ૬
કરગર્યું હું કાલાવાલા, મુજને ન મુકો વહાલા;
સાથે સુખોને ભોગવનારે. ઓ પ્રાણપતી. ૭

## રાગ ઉપરનું પદ બીજું.

જીવ કાયાને સમજાવેરે, ઓ કાયા ભોગી:
કાયા તું ભમણભારી, પાસમાં પડયો હું તારી;
પ્રભુને મૂક્યા વિસારીરે. ઓ કાયા ભોગી. ૧
તારી સાથે પ્રીતિ કરી, જરી ન બેઠો, હું ઠરી;
પાપની મેં પોઠ ભરીરે. ઓ કાયા ભોગી. ૨
ઘણીવાર સમજાવી, ઢીલી ન સાન આવી;
મુજને દીધો ડુબાવીરે. ઓ કાયા ભોગી. ૩
નીતિનો પ્રવાહ તોડયો, અનીતિનો પંથ જોડયો;
સજ્જનનો સંગ છોડયોરે. ઓ કાયા ભોગી. ૪
સદ્ગુણને નિવાર્યાં, દુર્ગુણને વધાર્યાં:
કથન ન કાન ધાર્યાંરે. ઓ કાયા ભોગી. ૫
આતમા હું ચિદાનંદી, કાયા તું દીસે છે ગંદી;
તારી સંગ રહ્યો બંદીરે. ઓ કાયા ભોગી. ૬
સોનાને આકાર આવે, લસણનો સંગ થાવે;
કસ્તૂરિ સુગંધ જાવેરે. ઓ કાયા ભોગી. ૭
જગડયો હું તારી સંગે, રમ્યો પર રમા રંગે;
કર્યાં ફૂલ લીધાં અંગેરે. ઓ કાયા ભોગી. ૮

પારધી પાપનું રાખી, આગ ચોર ચીર નાંખી;
જુઠી મેતો પુરી સાખીરે. ઓ કાયા બોળી ૯
પ્રાણપાંજરામાં પ્યારી, રમો શું કરાર ધારી;
કાયા નાં'વે કોઇ આરીરે. ઓ કાયા બોળી. ૧૦
મારો ઊંધો ઓટો કાયા, કારમી બનાટો માયા;
તારાથી બેળા આયારે. ઓ કાયા બોળી. ૧૧
કાયાની માયાને છોડી, ગુરુરાજ સંગ જોડી;
પ્રાણ પાંજરાને ચોડીરે ઓ કાયા બોળી. ૧૨
અનીતિના કામ તજે, નિંદા નષ્ટ મનુ ભજે;
સાંકળાની શીખ સુણેરે ઓ કાયા બોળી. ૧૩

---

## શ્રી મલ્લિનાથનું સ્તવન.

માતા મારૂ દેવાના નંદ, દેખી તાહરી—એ રાગ.

માતા પ્રભાવતીના નંદ, મલ્લિનાથ મહારાજ.
મોહ્યું મન નિરખીને; મન નિરખીને,
મન નિરખીને, મન નિરખીને. મલ્લિનાથ. ટેક.
મોહ્યુમીં મીથિલા વૈશાખે,
પુનમદિન ઉદ્યોત, કેવળ પદ્મના નેતરમાંથી,
પ્રગટી જાગતી જ્યોત. માતા. ૧

## અથ શ્રી સ્થૂલિભદ્રજીની સજ્ઝાય.

શ્રી ગુલિભદ્ર મુનીગણુ માંહે શિરદાર જો, ચો-
માસું આવ્યા કોશ્યાઆગાર જો; ચિત્રામણ શાળાએ
તપ જપ આદર્યાં જો. ૧

શુ.—આદરિયાં વ્રત આવ્યા જેમ એહ
જો, સુંદર સુંદર ચંપક વરણી દેહ જો; અબ ગુણ-
સરિખો મેળો આ સંસારમાં જો. ૨

શુ.—સંસારે મેં જોયું સઘળ સ્વરૂપ જો, દર-
પણની છાયામાં જેવું રૂપ જો, સુપનાની સુખલડી
ભૂખ ભાંગે નહીં જો. ૩

શુ.—ના કહેશો તો નાટક કરશું આજ જો,
બાર વરસની માયા છે મુનિરાજ જો, તે છોડી કેમ
જાઉં હું આશા ભરી જો. ૪

શુ.—આશા ભરિયો ચેતન કાળ અનાદિ જો,
આણીયે ભવમાં ઉણ થયો પરમાદી જો; ના લાવ્યું-
મેં તપની કરણી એમની જો. ૫

શુ.—એવી તો જંગમમાં થાશો વશિયા જો,
વેશ્યાને મંદિરિયે ભોજન રસિયા જો, તુમને ઉચિત
એવા સંયમ સાધતા જો. ૬

## અથ શ્રી વીરવિજયજી કૃત મહાવીરસ્વામીના સત્તાવીસ ભવનું સ્તવન પ્રારંભ:

### દોહા.

શ્રી શુભ વિજય સુગુરુ નમી, નમી પદ્માવતિ માય:
ભવ સત્તાવીસ વરણવું, સુણતા સમકિત થાય. ૧
સમકિત પામે જીવને, ભવ ગણતીયેં ગણાય;
જો વળી સંસારે ભમે, તો પણ મુગતે જાય. ૨
વીર જિનેશ્વર સાહેબો, ભમીયો કાળ અનંત;
પણ સમકિત પામ્યા પછી, અંતે થયો અરિહંત. ૩

---

### ઢાળ પહેલી.

કપૂર હોવે અતિ ઉજળોરે. એ દેશી.

પહેલે ભવેં એક ગામનોરે, રાય નામે નયસાર;
કાષ્ટ લેવા અટવી ગયોરે, ભોજન વેળા થાયરે, પ્રાણી.
ધરિયે સમકિત રંગ, જિમ પામીયે સુખ અભંગરે.
પ્રાણી ધરિયે. ૧
એ આંકણી.
મનચિંતે મહિમા નીલોરે, આવે તપસી કોય:
દાન દઇ ભોજન કરૂંરે, તો વંછિત ફળ હોયરે. પ્રા. ૨

મારગ દેખી મુનિવરારે, વંદે દેઇ ઉપયોગ;
પૂછે કેમ ભટકો ઇહાંરે, મુનિ કહે સાથ વિયોગરે.
પ્રાણી. ૩
હરખ ભરે તેડી ગયોરે, પડિલાભ્યા મુનિરાજ;
ભોજન કરી કહે ચાલીયેરે, સાથ ભેળા કરૂં આજરે.
પ્રાણી. ૪
પગ વટીયે ભેળા કર્યારે, કહે મુનિ દ્રવ્ય એ માર્ગ;
સંસારે ભૂલા ભમોરે, ભાવ મારગ અપવર્ગરે. પ્રા.૫
દેવ ગુરૂ ઓળખાવીયારે, દીધો વિધિ નવકાર;
પશ્ચિમ મહાવિદેહમાંરે, પામ્યા સમકિત સારરે. પ્રા.૬
શુભ ધ્યાને મરી સુર હુઓરે, પહેલા સ્વર્ગ મઝાર;
પલ્યોપમ આયુ ચ્યવીરે, ભરત ઘેર અવતારરે. પ્રા. ૭
નામે મરીચી યૌવનેરે, સંયમ લીયે પ્રભુ પાસ;
દુષ્કર ચરણ લહી થયોરે, ત્રીદંડીક શુભ વાસરે. પ્રા.૮

---

## ઢાળ બીજી.

### વિવાહલાની દેશી.

નવો વેષ રચે તેણી વેળા, વિચરે આદેસર ભેળા;
જળ થોડે સ્નાન વિશેષ, પગ પાવડી ભગવે વેષ. ૧

ધરે ત્રીદંડ લાકડી મોટી, શિર મુંડણને ધરે ચોટી;
વળી છત્ર વિલેપન અંગે, પૂજથી મન ધરતો રંગે.૨
સોનાની જનોઇ રાખે, સહુને મુનિ મારગ ભાખે;
સમોસરણે પૂછે નરેશ, કોઇ આગે હોશે જિનેશ. ૩
જિન જંપે ભરતને તામ, તુજ પુત્ર મરીચી નામ;
વીર નામે થશે જિન છેલ્લા, આ ભરતે વાસુદેવ પહેલા. ૪
ચક્રવર્તિ વિદેહે થાશે, સુણી આવ્યા ભરત ઉલ્લાસે;
મરીચીને પ્રદક્ષિણા દેતા, નમી વંદીને એમ કહેતા.૫
તમે પુણ્યાઇ વંત ગવાશો, હરિ ચક્રી ચરમ જિન થાશો;
નવિ વંદું ત્રિદંડીક વેશ, નમું ભક્તિએ વીર જિનેશ.૬
એમ સ્તવના કરી ઘેર જાવે, મરિચિ મન હર્ષ ન માવે;
મ્હારે ત્રણ પદવીની છાપ, દાદા જિન ચક્રી બાપ.૭
આગે વાસુદેવ ધુર થઇશું, કુલ ઉત્તમ મ્હારૂં કહીશું;
નાચે કુલમદ શું ભરાયો, નીચ ગોત્ર તિહાં બંધાયો. ૮
એક દિન તનુ રોગે આવે, કોઇ સાધુ પાણી ન લાવે;
ત્યારે વંછે ચેલો એક, તવ મળિયો કપિલ અવિવેક.૯
દેશના સુણી દીક્ષા વાસે, કહે મરિચિ લીઓ મુનિ પાસે
રાજપુત્ર કહે તુમ પાસે, વેષું આગે દીક્ષા ઉલ્લાસે.૧૦

તસ સુત નામે ત્રિપૃષ્ટ, વાસુદેવ નીપના:
પાપ ઘણું કરી સાતમી, નરકે ખીપના. ૧

ચોથમે ભવ થઈ સિંહ, ચોથી નરકે ગયા:
તિહાંથી ચવી સંસારે ભવ બહુલા ભમ્યા:
બાવીશમે નરભવ લહી, પુણ્ય દશા વર્યા:
ત્રેવીશમે રાજ્ય ધાની, મુકાએ સંચર્યા. ૨

રાય ધનંજય ધારણી, રાણીએ જનમિયા:
લાખ ચોરાસી પૂરવ આયુ જીવિયા:
પ્રીય મિત્રનામે, ચક્રવર્તિ દીક્ષા લહી;
કોડી વરસ ચારિત્ર દિક્ષાપાળિ સહી. ૩

મહાશુકે થઇ દેવ, ઇણે ભરતે ચવી:
છત્રિકા નગરીએ. જિતશત્રુ રાજવી:
ભદ્રામાય લખ પચ્ચીશ, વરસ સ્થિતિ ધરી;
નંદન નામે પુત્ર, દીક્ષા આચરી. ૪

અગીઆર લાખને એંશી, હજાર છસે વળી;
ઉપર પીસ્તાલીશ, અધિક પણ દિન રૂળી:
વીશ સ્થાનક માસ ખમણે, જાવજીવ સાધતાં;
તીર્થંકર નામ કર્મ, તિહાં નિકાચતા. ૫

લાખ વરસ દીક્ષા, પર્યાયને પાળતા;
છવ્વીસમે ભવ પ્રાણત કલ્પે દેવતા;
સાગર વીસનું જીવિત, સુખભર ભોગવે;
શ્રીશુભવીર જિનેશ્વર, ભવ સુણજો હવે.

---

## ઢાળ પાંચમી.

ગજરા મારૂજી આવ્યા ચાકરીરે. એ દેશી.

નયર માહણ કુંડમાં વસેરે, મહાઋદ્ધિ ઋષભદત્ત નામ
દેવાનંદા દ્વિજ શ્રાવિકારે, પેટ લીધો પ્રભુ વિસરામરે;
પેટલીધો પ્રભુ વિસરામ. ૧

બ્યાશી દિવસને અંતરેરે, સુર હરણી ગમેષી આય;
સિદ્ધારથ રાજા ઘરેરે, ત્રિશલા કુંખે છટકાયરે. ત્રિ ૨

નવમાસાંતર જનમિયારે, દેવદેવિયે ઓચ્છવ કીધ;
પરણી યશોદા જોવનેરે, નામે મહાવીર પ્રસિદ્ધરે. ના. ૩

સંસાર લીલા ભોગવીરે, ત્રીસ વર્ષે દીક્ષા લીધ;
બાર વરસે હુઆ કેવળીરે, શિવ વહુનું તિલક શિર
દીધરે. શિવ. ૪

સંઘ ચતુર્વિધ થાપીઆરે, દેવાનંદા ઋષભદત્ત પ્યાર;

**કળશ.**

ઓગણીસ એક વરસ છે, પૂર્ણિમા શ્રાવણ વરો;
મેં ગુણ્યો લાયક વિઘ્નનાશક વર્ધમાન જિનેશ્વરો;
સંવેગ રંગ તરંગ ઝીલે, જસવિજય સમતા ધરો;
શુભ વિજય પંડિત ચરણ સેવક, વિરવિજયો જય
કરો. ૧૨

---

## અથ શ્રી નેમનાથજીનો નવરસો પ્રારંભ:

### ઢાળ પહેલી.

ગરબાની દેશીમાં.

સમુદ્ર વિજય કુલ ચંદલો:
શામળીયાજી;
શિવાદેવી માત મલ્હાર:
વર પાતળીયાજી;
એક દિન રમવા નીસર્યા. શા.
આવ્યા આયુધશાળા માંહે. વ. ૧
શારંગ ધનુષ ચઢાવીયો. શા.
નેમે રોપ્યા આકાશે છ. વ.

ચક્ર ઉપાડીને ફેરવ્યું. સા.
ગદા લીધી કર માંહે. વ. ૨
નેમે શંખ વજાડીઓ, સા.
તેણે ડોલ્યા મહીના મેર; વ.
શેષનાગ તિહાં સળ સળ્યા, સા.
ખળ ભળીયા સાયર સર્વ. વ. ૩
ગિરિવર ટુંક તુટી પડ્યા, સા.
થર થર કંપે લોક; વ.
કોઈક વૈરી ઉપનો, સા.
ઇમ કરતા કૃષ્ણ વિચાર. વ. ૪
આવ્યા તિહાં ઉતાવળા, સા.
જિહાં છે નેમ કુમાર; વ.
રૂપચંદ રંગે મળ્યા, સા.
તાહરૂં બળ જોવાની ખંત. વ. ૫

---

## ઢાળ બીજી.

કૃષ્ણે કર વંચાવીરે, બોલી બોલીઆ:
તુમ વાળો નેમ કુમાર, અંતર ખોલીઆ:

કમલ નાલ પેરે વાળીયો, હસી.
અણુ નવિ લાગી વાર; અંત.
નેમે કર સંભાળીયો, હસી.
કૃષ્ણે નવા વાળ્યો ભાર. અંત. ૨

હાથે કૃષ્ણ હિંચોળીયા, હસી.
તિહાં હરિ મન ઝંખો થાય: અંત.
નારી જો પરણાવીયે, હસી.
તો બળ ઓછું થાય. અંત. ૩

વિવાહ નેમ મનાવવા, હસી.
સમઝાવ્યો સઘળી નાર: અંત.
રૂપચંદ રંગે મળ્યા, હસી.
તારાં અતુલી બળ અરિહંત અં ૪

---

## ઢાલ ત્રીજી.

રાધાજીને રૂક્ષમણી,
બોલે ગિરધારી:
સબ ભાભી જુવતિ નાર,
સુંદરવર હું વારી;

## ઢાળ પાંચમી.

અથવા તેમ ન બોલીએ,
વર રાજાજી:
તમે પરણો નેમ કુમાર
મહેરા વ્હાલાજી:
એકવીશ તીર્થંકર થયા, વર.
તે તો સર્વે પરણ્યા નારિ. મહેરા. ૧
નારી ખાણ રતન તણી, વર.
તેનું મૂલ કેણે નવિ થાય: મહેરા.
નારી માંહેથી નર નીપનાં, વર.
તુમ સરિખા શ્રી ભગવાન; મહેરા. ૨
નેમ ન બોલે મુખ થકી વર.
માંડ્યો વિવાનો મંડપ; મહેરા.
ઉગ્રસેન ઘર બેટડી: વર.
તે નામે રાજુલ નાર, મહેરા. ૩
લીધું લગન મિલાવવો: વર.
આપ્યાં લીલા શ્રીફલ હાથ, મહેરા.
જમણ લાડુ લાપસી: વર.
રચી સેવઈયાં કંસાર, મહેરા. ૪

ઇંદ્ર જોવાને આવિયા, વર.
ઇંદ્રાણી ગાવે ગીત. સજની. ૫
તોરણ આવ્યા નેમજી, વર.
તેને નિરખે રાજુલ નાર સજની.
રૂપચંદ રંગે મળ્યા, વર.
એ જોવા સરખી જાન સજની. ૧૦

---

## ઢાળ બીજી

સખી કહે વર શામળો, એ દીસેજી;
તે નીરખે રાજુલ નાર હસ્યું દીસેજી;

કાળા મયગળ હાથીયા એ દી.
વળી કાળો મેઘ મલ્હાર. હસ્યું. ૧
કાળી અંજન આંખડી, એ દીસેજી.
તેનું મૂલ કેણે નવી થાય: હસ્યું.
કાળી કસ્તૂરી કહી, એ દીસેજી.
કાળા કૃષ્ણાગર કેહ. હસ્યું. ૨
રૂપચંદ રંગે મળ્યા, એ દીસેજી.
સખી શામળીયો ભરથાર હસ્યું. ૩

---

## અથ શ્રી આરતિ મંગળ દીવો.

### આદીનાથની આરતી.

જે જે આરતી આદિ જીનંદા, નાભિરાયા મરૂ દે-
વીકો નંદા. જે. જે.
પહેલી આરતિ પુજા કીજે, નરભવ પામીને લ્હાવો
લીજે. જે. જે.
દુસરી આરતી દીન દયાળ, ધુળેવા મંડપમાં જગ
અજવાળ્યા. જે. જે.
તીસરી આરતી ત્રીભોવન દેવા, સુરીનર ઇંદ્ર કરે
તારી સેવા. જે. જે.
ચોથી આરતી ચાંગતી ચુરે, મન વંછીત ફળ શીવ
સુખ પુરે. જે. જે.
પંચમી આરતી પુન્ય ઉપાયો, મુળચંદ રીખભ ગુણ
ગાયો. જે. જે.

---

### શ્રી [illegible] જીનની આરતી.

જય દેવ જય દેવ, જય જય જીન ચંદા; (પ્રભુ જ. ૨)
પરમ મહેશ્વર દેવા (૨) અગમ સુખકંદા જયદેવ. ૧

આદીશ્વર જીનરાજ, સુનંદા સ્વામી, (પ્રભુ સુ. ૨)
અજીત અચળ પદ પામ્યા, (૨) સંભવ સુખધામી.
જયદેવ. ૨

અભીનંદન ભગવાન સુમતિ જગ ત્રાતા: (પ્રભુ સુ. ૨)
પદ્મ સુપાર્શ્વ જીણંદ (૨) અભયદાન દાતા. જયદેવ. ૩

ચંદ્ર સુવિધી જગનાથ, શીતળ ઉપગારી: (પ્રભુ શી. ૨)
શ્રી શ્રેયાંસને વંદુ (૨) દુરિત પટળહારી જયદેવ. ૪

વાસુપુજ્ય મહારાજ, વિમળ વિમળ વાણી. (પ્રભુ વિ ૨)
અનંત ધર્મ પ્રભુજી (૨) વરીયા શીવરાણી. જયદેવ. ૫

શાંતી કુંથુ અરનાથ; મંગળ કર મલ્લી; (પ્રભુ. મં. ૨)
મુનીસુવ્રત નમી નેમ, (૨) કાપો અઘવલ્લિ. જયદેવ. ૬

પાર્શ્વનાથ મહાવીર, જગ જન હીતકારી (પ્રભુ. પા. ૨)
શીવ સુખ અમને આપો (૨) ભવ જલધિ તારી.
જયદેવ. ૭

માણેક જૈન સમાજ, અવિરત ગુણ ગાવે, (પ્રભુ. અ. ૨)
પદ પંકજ પ્રણમી (૨) સર્વહિત મોજ પાવે.
જયદેવ. ૮

---

## શ્રી આદિ જીનની આરતી.

અપચ્છરા કરતી આરતી જીન આગે, હાંરે જીન આગેરે જીન આગે:
હાંરે એતો અવિચળ સુખડાં માગે, હાંરે નાભી નંદન પાસ. અ. ૧
તાથેઇ નાટક નાચતી પાય ઠમકે, હાંરે દોય ચરણે ઝાંઝર ઝમકે;
હાંરે સોવન ઘુઘરડી ઘમકે, હાંરે લેતી ફુદડી બાળ. અ. ૨
તાળ મૃદંગને વાંસળી ડફ વિણા હાંરે રૂડા ગાવંતી સ્વર ઝીણા,
હાંરે મધુર સુરાસુર નયણાં, હાંરે જોતી મુખડું નિહાળ. અ. ૩
ધન્ય મરૂદેવા માતને પ્રભુ જાયા, હાંરે તોરી કંચન વરણી કાયા,
હાંરે મેંતો પુરવ પુન્યે પાયા, હાંરે દેખ્યા તોરા દેદાર. અ. ૪
પ્રાણ જીવન પરમેશ્વર પ્રભુ પ્યારો, હાંરે, પ્રભુ સેવક હું છું તારો;

હાંરે ભવોભવનાં દુઃખડાં વારો, હાંરે તુમે દીનદયાળ.
મ. ૫
હાંરે સેવક જાણી આપનો ચિત્ત ધરજો, હાંરે મોરી
આશા સઘળી કરજો;
હાંરે મુનિ માણેક સુખીઓ કરજો, હાંરે જાણી
પોતાનો બાળ. મ. ૬

---

## શાંતિજીનની આરતી.

જય જય આરતી શાંતિ તુમારી.
તોરા ચરણ કમળકી મૈં જાઉં બલિહારી. જ. ૧
વિશ્વસેન અચિરાજીકે નંદા, શાંતિનાથ મુખ પૂનમ-
ચંદા જ. ૧
ચાલીસ ધનુષ સોવનમય કાયા, મૃગલંછન પ્રભુ
ચરણ સુહાયા. જ. ૩
ચક્રવર્તી પ્રભુ પાંચમા સોહે, સોળમા જીનવર જગ
સહુ મોહે જ. ૪
મંગળ આરતી તોરી કીજે, જનમ જનમનો લાહો
લીજે. જ. ૫
[illegible] સેવક ગુણ ગાવે, સો નર નારી અમરપદ
પાવે. જ. ૬

## અથ મંગળ ચાર.

ચારો મંગળ ચાર, આજ મ્હારે ચારો મંગળ ચાર;
દેખ્યો દરસ સરસ જિનજીકો, શોભા સુંદર સાર.
આજ. ૧

છિનુ છિનુ છિનુ મન મોહન ચરચો, ઘસી કેસર
ઘનસાર. આજ. ૨

વિવિધ જાતીકે પુષ્પ મંગાવો, મોગર લાલ ગુલાલ.
આજ. ૩

ધૂપ ઉખેવોને કરો આરતી, મુખ બોલો જયકાર.
આજ. ૪

હર્ષ ધરી આદીશ્વર પુજો, ચૌમુખ પ્રતિમા ચાર.
આજ. ૫

હેતે ધરી ભાવ ભાવના ભાવો, જિમ પામો ભવ
પાર. આજ. ૬

સકળચંદ સેવક જિનજીકો, આનંદઘન ઉપગાર.
આજ. ૭

---

## અથ મંગળ દીવો.

દીવોરે દીવો મંગળિક દીવો, આરતી ઉતારીને બહુ ચિરંજીવો. દી.
સોહામણું ઘર પર્વ દીવાળી, અંબર ખેલે અમરા બાળી. દી.
દીપાળ ભણે એણે દેવ અજુઆળી: ભાવે ભગતે વિઘ્ન નિવારી. દી.
દીપાળ ભણે એણે કળી કાળે, આરતી ઉતારી રાજકુમારપાળે. દી.
તમ ઘેર મંગળિક અમ ઘેર મંગળિક, ચતુર્વિધ સંઘ ઘર મંગળિક હોજો. દી.

---

## ઓચ્છવ.

ઓચ્છવ રંગ વધામણાં, પ્રભુ પાસને નામે:
કલ્યાણક ઓચ્છવ કીયો, ચડતે પરીણામે.
શત વર્ષ આયુ જીવીને, અક્ષય સુખ સ્વામી:
તુમ પદ સેવા ભક્તિમાં, નહીં રાખું ખામી.
સાચીરે ભક્તિ સાહેબા, રીઝો એક વેળા.
શ્રી શુભવીર હોવે સદા, મન વંછીત મેળા.

[ સમાપ્ત. ]

# અગાઉથી આશ્રય આપનાર ગ્રાહકોનાં નામ.

---

| નંગ. | નામ |
|---|---|
| ૨૫ | નગરશેઠ ચીમનભાઈ લાલભાઈ |
| ૫ | શેઠ લાલભાઈ દલપતભાઈ |
| ૫૦ | શા. જેઠાલાલ વ્રજલાલ |
| ૮૦ | શા. લખમીચંદ ફુલચંદ |
| ૨૫ | કોઠારી છગનરામ બચુભાઈ પ્રાંતીજ |
| ૨૫ | શેઠ લાલભાઈ ભૂરાભાઈ |
| ૨૫ | હીરાલાલ રણછોડદાસ |
| ૧૫ | મારવાડી રૂપચંદ લખમીચંદ |
| ૧૫ | „ રતનચંદ ભેરમલ |
| ૧૫ | „ લાલચંદ જવાનમલ |
| ૧૧ | શા. ગુણચંદ રતનચંદ |
| ૧૦ | શા. નેમાભાઈ ઉમેદદાસ |
| ૧૦ | વૈદ ચંદુલાલ મગનલાલ |
| ૧૦ | શા. કેશવલાલ બેચરદાસ |

૧૦ શેઠ લાલભાઈ ધોળીદાસ
૧૦ શા. ચીમનલાલ મોહનલાલ
૧૦ શા. ઝવેરી મોહોલાલ ચુનીલાલ
૮ શા. વાડીલાલ છગનલાલ
૮ શા. છોટાલાલ સાંકળચંદ
૮ શા. મણીલાલ સાંકળચંદ
૮ શા. લલુભાઈ જેઠાભાઈ
૮ શા. મોહનલાલ નાથાલાલ
૮ શા. વીરચંદ દેવચંદ
૮ શા. લાલભાઈ ત્રીકમલાલ
૮ શા. અમથાભાઈ હીરાચંદ
૫ શા. સકરચંદ દલસુખરામ
૫ શા. જમનાદાસ ખેમચંદ
૫ શા. ભીખમલાલ સવચંદ
૧ શા. હીરચંદ દલસુખરામ
૧ શા. મણીલાલ પ્રેમચંદ
૫ શા. ડાહ્યાભાઈ ફુલચંદ
૫ શા. મણીલાલ મોહોકમચંદ
૫ શા. મગનલાલ હકમચંદ

૫ શા. હરસુખભાઈ માનચંદ
૫ શા. મણીલાલ છગનલાલ
૫ શા. ચીમનલાલ ચુનીલાલ
૫ શા. હકમચંદ રતનચંદ
૫ શા. રતનચંદ ગીરધરલાલ
૫ શા. ભીખાભાઈ રતનચંદ
૫ શેઠ અમરતલાલ ચંદુલાલ
૫ શા. બાપુલાલ દીપચંદ
૫ શા. પ્રેમચંદ હરીચંદ
૫ શા. પ્રેમચંદ પુંજીરામ
૫ શા. મણીલાલ સાંકળચંદ સતીઆ
૫ શા. ખુશાલચંદ નગીનદાસ
૫ શા. કેશવલાલ મગનલાલ
૫ શા. મગનભાઈ લલ્લુભાઈ
૫ શા. ઘેલાભાઈ ગોકળદાસ
૫ શેઠ સારાભાઈ છોટાલાલ
૫ શા. મોહનલાલ ચુનીલાલ
૪ શા. મણીલાલ ચીમનલાલ
૪ શા. ખુશાલભાઈ રાયચંદ

૪ શા. જમનાદાસ ત્રીકમદાસ
૫ શેઠ સાકળભાઈ ભોગીલાલ
૪ શા. મણીલાલ દોલતચંદ
૪ શા. ધરમચંદ નગીનદાસ
૩ શા. કેશવલાલ ખેમચંદ
૨ શા. પ્રેમાભાઈ ભગુભાઈ
૨ શા. મણીલાલ ફતેચંદ
૨ શા. નેમચંદ મટાભાઈ
૨ શા. હીરચંદ ઘેલાભાઈ
૨ શા. સારાભાઈ ચીમનલાલ
૨ શા. ભોગીલાલ લલ્લુભાઈ
૨ શા. મુળચંદ ચાંભાવનદાસ
૨ શા. ભાલાભાઈ મણીલાલ
૨ શા. મોતીલાલ ગીરધર
૨ શા. મોહનલાલ જેસીંગભાઈ
૨ શા. રતીલાલ વીઠલદાસ
૨ શા. ગોકળદાસ જમનાદાસ
૨ શા. મોહનલાલ ઉમેદચંદ

૨ શા. હઠીસિંગ નાહાલચંદ

૨ શા. ચુનીલાલ મગનલાલ

૨ શા. ચીમનલાલ મોહોલાલ

૨ શા, અમરતલાલ પેતસીભાઈ

૨ શા. બાલાભાઈ છગનલાલ

૨ શા. દલસુખભાઈ કરમચંદ

૨ શા. મગનલાલ બેચરદાસ

૨ શા. છોટાલાલ ભાઈચંદ

૨ શા. ચકુલાલ લાલભાઈ

૨ શા. ભોગીલાલ મોહનલાલ

૨ શા. કાલીદાસ વાડીલાલ.

૨ શા. ટીકમદાસ દલપતરામ

૨ શા. ચંદુલાલ જેશીંગભાઈ

૧ શા. ધનાભાઈ વખતચંદ

૧ શા. હરખચંદ રતનચંદ

૧ શા. મથુરદાસ મનસુખરામ

૧ શા. લખમીચંદ જયરાજ

૧ શા. જેશીંગભાઈ જમનાદાસ

૧ શા. સાકરચંદ નાનચંદ

૧ શા. મંગળદાસ લાડકચંદ
૧ શા. ચંદુલાલ મોતીલાલ
૧ શા. ફકીરચંદ લલુભાઈ
૧ શા. બાલાભાઈ લલુભાઈ
૧ શા. કેશવલાલ પાનાચંદ
૧ શા. હીમતલાલ મોહનલાલ
૧ શા. છોટાલાલ રૂપચંદ
૧ શા ચુનીલાલ રાયચંદ
૧ શા. સરૂપચંદ ડાલાભાઈ
૧ શા. માધવલાલ છગનલાલ
૧ શા. કેશવલાલ ઘેલાભાઈ
૧ શા. અમુભાઈ મોકમદાસ
૧ શા. ભોગીલાલ વાડીલાલ
૧ શા. નાથાલાલ સાકળચંદ
૧ શા. હીરાચંદ ધરમચંદ
૧ શા. મોમચંદ પુંજાભાઈ
૧ શા. કેશવલાલ પ્રેમચંદ
૧ શા. છોટાલાલ પરસોતમ
૧ શા. કકલભાઈ કેશવલાલ

૧ શા. મગનલાલ રવચંદ

૧ શા. ત્રીભોવન ડાહ્યાભાઇ

૧ શા. મગનલાલ સાંકળચંદ

૧ શા. જગજીવન મનસુખરામ

૧ શા. મનસુખ ઉમેદચંદ

૧ શા. પ્રેમચંદ પોચાભાઇ

૧ શા. મણીલાલ મગનલાલ

૧ શા. ત્રીકમદાસ વાડીલાલ

૧ શા. મણીલાલ છોટાલાલ

૧ શા. ભોગીલાલ મનસુખરામ

૧ શા. કલ્યાણભાઇ લાલભાઇ

૧ શા. પ્રેમચંદ ગોકળદાસ

૧ શા. સાકરચંદ રવચંદ

૧ શા. જગજીવન દેવસી

૧ શા. ભીખાભાઇ રતનચંદ

૧ શા. ચુનીલાલ વાડીલાલ

૧ શા. નાથાલાલ ધનજી

૧ શા. સાકરચંદ જેઠાલાલ

૧ શા. ચુનીલાલ નરશી
૧ શા. ભીખાભાઈ ફુલચંદ
૧ શા. ભીખાભાઈ ઉમેદ
૧ શા. ત્રીકમલાલ નેમચંદ
૧ શા. વાડીલાલ ત્રીકમદાસ
૧ શા. મંગળદાસ ઉમેદચંદ
૧ શા. લલુભાઈ જેઠાભાઈ
૧ શા. ત્રીભોવન પાનાચંદ
૧ શા. કેશવલાલ છોટાલાલ
૧ શા. રણછોડ છગનલાલ
૧ શા. મંગળદાસ દલપતરામ
૧ શા. મોગરદાસ ઘેલાભાઈ
૧ શા. ચુનીલાલ જેઠાલાલ
૧ શા. ભીખાભાઈ મનસુખ
૧ શા. ભોગીલાલ લલુભાઈ
૧ શા. નગીનદાસ પ્રેમાભાઈ
૧ શા. મણીલાલ ભીખાભાઈ
૧ શા. રતીલાલ અનોપચંદ
૧ શા. સોમચંદ કેવળદાસ

૧ શા. વાડીલાલ જમનાદાસ

૧ શા. બાપલાલ જમનાદાસ

૧ શા. મનસુખ હકમચંદ

૧ શા. ભાલાભાઇ ગંભારામ

૧ શા. ચંદુલાલ હાલાભાઇ

૧ શા. ત્રીભોવનદાસ કાનજી

૧ શા. વીરચંદ કરમચંદ

૧ શા. કેશવલાલ છગનલાલ

૧ શા. સાંકળચંદ ધરમચંદ

૧ શા. કેશવલાલ ફૂલચંદ

૧ શા. ભગાપીદાસ છગનલાલ

૧ શા. હાથીભાઇ છગનલાલ

૧ શા. ચમનલાલ ખુશાલદાસ

૧ શા. રતીલાલ કેશવલાલ

૧ શા. સાકળભાઇ ચુનીલાલ

૧ વાડીલાલ મગનભાઇ

૧ શા. મોહનલાલ રતનચંદ

૧ શા. ફકીરચંદ રૂપશીભાઇ

૧ શા. વાડીલાલ મનસુખ

૧ શા. ચીમનલાલ જુઠાભી

૧ શા. કેશવલાલ ખાલજી

૧ શા. જેસીંગભાઈ મગનલાલ

૧ શા. મગનલાલ ભીખાભાઈ

૧ શા. સારાભાઈ મોહોલાલ

૧ શા. ખીમચંદ મનસુખ

૧ શા. નેમચંદ અમીચંદ

૧ શા. માણેકલાલ ખાલાભાઈ

૧ શા. ઘલાભાઈ દોલતરામ

૧ શા. મોહોલાલ જેમચંદ

૧ શા. મણીલાલ નગીનદાસ

૧ શા. મથુરદાસ પરસોતમ

૧ શા. જેઠીભાઈ કસળભાઈ

૧ મંગળદાસ ઘલાભાઈ

૧ શા. સાંકળચંદ જેઠાચંદ

૧ શા. ચુનીલાલ પ્રેમચંદ

૧ શા. કેવળદાસ કાળીદાસ

૧ શા. કેશવલાલ સાંકળચંદ

૧ શા. મુનીલાલ ગંભનારામ

૧ શા. મુનીલાલ સાંકળચંદ

૧ શા. ભોગાભાઈ વીમળભાઈ

૧ શા. ચંદુલાલ જેઠાભાઈ

૧ શા. કસ્તુરચંદ ગુલાબચંદ

૧ શા. મણીલાલ છોટાલાલ

૧ શા. મનુભાઈ કચરાભાઈ

૧ શા. મોતીલાલ રતનચંદ

૧ શા. ચમનલાલ પ્રેમચંદ

૧ શા. હીરાચંદ દીપચંદ

૧ શા. મોતીલાલ સાંકળચંદ

૧ શા. હીરાલાલ કરમચંદ

૧ શા. કરમચંદ ફુલચંદ

૧ શા. ડાહ્યાભાઈ ગોકળદાસ

૧ શા. ફકીરચંદ મણીલાલ

૧ શા. મંગળદાસ લલુભાઈ

૧ શા. દલસુખ પ્રેમચંદ

૧ શા. અંબાલાલ લલુભાઈ

૧ શા. મણીલાલ મોહનલાલ

૧ શા. મુળચંદ ગુલાબચંદ

૧ શા. મણીલાલ દીપચંદ

૧ શા. જમનાદાસ કપુરચંદ

૧ શા. લાલભાઇ મોહનલાલ

૧ શા. મણીલાલ ચુનીલાલ

૧ શા. મણીલાલ હરીસીંગ

૧ શા. જગાભાઇ ભગુભાઇ

૧ શા. પોપટલાલ દલસુખરામ.

